# रावण साथ अंगद विष्टी.

(એક ગાયનરૂપી નાટક.)

રચીને પ્રસિદ્ધ કરનાર.

## જયશંકર આણંદજી જાની.

સલાયા બંદરના સ૦ ગુ૦ નિશાળનો મુખ્ય શિક્ષક.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## શેઠ ગોવિંદજી વી. નાનજી.

જુનાગઢ બુકસેલર.



## अमदावादमां.

મામાની હવેલીમાં અ૦ યુનાઇટેડ પ્રીં૦ અને

જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું

સંવત ૧૯૩૮ સન ૧૮૮૨

કિંમત દોઢ આનો.

દોહરો.

વાંચો વિરલા લોક આ, અંગદવિષ્ટી સાર;
રાવણ માન્યો નહીં તદા, રામે માર્યો ઠાર.

# અર્પણપત્ર

આજમ મહેરખાન નેકનામદાર ગરીબ પ્રતિપાળ
નૃહસિંહપ્રસાદ હરીપ્રસાદ સંસ્થાન જુનાગઢ
"આપ ખરા સ્વદેશાભિમાની તેમજ
વખતે વખત વિદ્વાન ખગ તન, મન,
અને ધનથી આસરો આપી તમારા
અનહદ દયા વાપર્યા કરોછો તેથી
આ નવીન ગાયનોથી ભરપૂર
ઓપેરો પ્રીતિપૂર્વક આપ-
નેજ અર્પણ કરૂંછું
તે સ્વીકારશો."

હુંછું તમારો આજ્ઞાકિત કોઠારી
શેઠ. ગોવિંદજી વી. નાનજી.
બુકસેલર

૧૭૫૯

# रावण साथ अंगद विष्टी.

## (एक गायन रूपी नाटक.)

(સ્થળ નાટકનો. સુંદરસ્ટેજ)

નટી—(ઇશ્વરની સ્તુતિ.) હરિગીત છંદ.

ઓ ઇશતું આ દીશ સુભનાટક કરૂં મુજ મનમતિ;
તુજ દાશીદીન સેવકગણું, દુઃખ કાઢો રાખો નહીં રતિ;
હું આજ કાર્ય સુધારવા, ભાનિ બારણે આવી અહા;
ગણિ દાશીદિન પ્રતિદીન, મમ સુખ સંપત્તિ આપો સદા.

શાર્દૂલ વિક્રિડિત છંદ.

રે સર્વોપરિ શ્રેષ્ટ સૌ વ્યાપી ઇશ કલ્યાણકારી પ્રભુ;
દાશી દીનપર મેહેર રાખ્યે અતિસે સદા હું નમું.
મુજમાં પાપ અતિ ભર્યં, તેતો ઉમંગે તમે કાપજો,
દાશીને થઇ સાય,× નાટક કરવાને મતિ આપજો.

(અરે લાલદેવ ઇશતરફ જદદઆ) રાગ.

અરે પ્રભુ વિનંતી કરૂંછું હું આ;
નમી હસ્ત જોડી ભાખુંછું સદા.
વાડરૂપ સૃષ્ટી કરી આ ભલી;
તેમાં હું સદા તારાગુણ ગાઊં વળી.
સરસ્વતિ માતા સિદ્ધ સાહ્ય થાઓ;
પ્રિતે પુત્રી જાણી તેની વારે ધાઓઃ
સભા સર્વેને કરૂંછું હું પ્રણામ;
વિનંતી ધરીલ્યો સહુ ચિત્ત આમ.

---

×સહાય.

પ્રભુની સિલાજાણી કરૂંછું હું કામ;
જેશંકર જાના તણાંકે સલામ.

રાગ ઇંદ્રસભાનો.×

સરસ્વતિ દીજે મતિ, મમ માત સારદા;
ભારતે વિદારતી, તું ગુણ અપારદા.
વેદ વ્યાસ કાળીદાશ, ભકત પ્યારદા;
રચ્યાં પુરાણ ભારતાદિ, ગ્રંથ અપારદા.
સુર શનક સનંતકુમાર, મુની નારદા;
"સત્યપ્રકાશ" માતને તું. રહે સહાયદા.
કહે કલ્યાણ દે જ્ઞાન, આપ સારદા;
સુર ગુરૂ મુખ જપે નામ, આપનું સદા.

પડદો. (જાય છે)

# પ્રવેશ ૧ લો.

(સ્થળ કપિસેના સમેત રામલક્ષ્મણ સમુદ્રતીર બીરાજેલા છે.)

**રામ**—(લક્ષ્મણને.) ઇંદ્રસભાનો રાગ.*

કનિષ્ટ ભ્રાતુ લક્ષ્મણ આજે, તુજને કહુંછું વચંન;
દુષ્ટ રાવણે સિતા લીધી, તેથિ દુઃખી મુજ મંન.

**લક્ષ્મણ**—(રામને.) ઇંદ્રસભાનો રાગ.

અરે મારા જેષ્ટભ્રાતુ, રાવણના શા ભાર;
એક પલકમાં રોળીનાખું રાવણને આહાર.

**અંગદ**—(રામને.) ઇંદ્રસભાનો રાગ.

× ત્રવાડી. કલ્યાણજી રતનજી કર્તા. *રાજાજીતો સોગયે એ રાગમાં આમાની બધી ઇંદ્રસભાચાલશે.

જે. આ. બાળી.

પાટુમારી પહાડ ધ્રુજાવે, ભાંગે આ બ્રહ્માંડ;
સમુદ્રને ઊલેચી નાખે, એવો આ હનુમાન.

હનુમાન—(રામને.)રાગ સોરઠ.‡

આજ્ઞા આપો મારા રામજી, કરવા રાવણ કેદ;
કુંભકર્ણ ઇંદ્રજીતનો, જાઇને હું કરૂં છેદ. આજ્ઞા.

પડદો.

# પ્રવેશ ૨ જો.

(સ્થળ લંકામાં રાવણની રાજસભા.)

રાવણ—(ઇંદ્રજીતને.) મારાસમ બોલીને બાલા એ રાગ.

મારા ઇંદ્રજીત તું પુત્ર પ્યારા;
કરો દુશ્મનને પ્રીતે પૂરા—મારા.
આવી રામ સાગર તટ બેઠો;
હોંસે યુદ્ધ કરવા જઈ બેઠો—મારા.

ઇંદ્રજીત—(રાવણને.) મહેલે પધારો મહારાજ એ રાગ.

મારે બાહુબળે કરૂં યુદ્ધ,રે હવે આ મારે બાહુ.
વેગે છોડાવી દઊં નિજ શુદ્ધ,રે હવે આ મારે બાહુ.

સાખી.

કરમાં ચિંતા કાંઇ તું, હું રોળીશ એ રામ;
સમ કટકા કરીનાખું, કેવું હું કરૂં જોજે કામ. રે હવે આ.

દશાનન—(રાવણને.) રાગ સોરઠ.

સુણ રાવણરૂડા રાજવી, કહુંછું સત્યવચન;
રામનું કામ કરી પછી, ખાવું પાણીને અંન. સુણ.

---

‡ રાગ રામગ્રીની. ચાલ.

સુગ્રિવ સરખા શૂરાવસે, હનુમંતછે વીર;
કપિ સર્વેના ગુગકરૂં, રામને કાઢુ નીર. સુણ.

પ્રહસ્થ—(દુશાનનને.) ઇંદ્રસભાનો રાગ.

દુશાનન શૂરા સાબાશી, એમ ઘટેછે આજ;
મારીનાખ્યા રામકપિને, સુખે કરશું રાજ.

(આવી રામની નિંદા સાંભળી સભામાંથી વિભિષણ બોલ્યો.)

વિભિષણ—(રાવણને.) અહાપુરી ઓલીછઉંથી ગંદા એ રાગ.

અરે મુજભાઇ સુણો પ્યારા, વાત આ જોગ કહું તારા.
હતો તું ચાપ નિચે જ્યારે, દયાથી રામે કાઢ્યો બારે.×અરે.
માટે તું મુજ વચનધરે અંગ, સિતાને આપ થઇ ઉમંગ;
મળ્યાછે દુષ્ટમિત્ર તારા, તેતો હવે બન્યા તારાગારા.[1] અરે.

ઇંદ્રજીત—(વિભિષણને.) ઇંદ્રસભાનો રાગ.

અરે વિભિષણ એ શું બોલ્યો, વિચારીને વદવાણ.
શું કરૂંજે રાજબંધુઓ, નહીંતો કાઢું પ્રાણ.
જાજા જા વિભિષણ વેહલો, હોસે તારે ઘેર;
જીવતો મૂકીએ જાણી બાંધવને, નહીંતો હણીએ ઝેર.

દુશાનન—(રાવણને.) કરૂણાનિધાન પ્રભુ. એ રાગ.

અરે રાજબંધુ તારો કરે રામપક્ષ.
આપણું ભુંડું ઇચ્છને કરે રામઅક્ષ. અરે.
કાઢી મુકો બહાર આ તમારો બાહનષ્ટ.
હુકમ રાવણ હોય તારો તો કરૂંહું ભક્ષ. અરે.

વિભિષણ—(સભાને.) રાગ ઉપરનો.

અરે દુષ્ટ દૈત્ય તમે મરાવો ન ભુપ;

---

× બહાર. ૧ મારનાર.

લંકાધિપતિને બાંધી, ઉતારો ન કુપ. અરે.
ત્રિયાલાજથી રહે, સમુદ્રને મરજાદ.
રાયને પ્રધાન રાખે, એવાતો એકાદ. અરે.
લંકાના ભુપતિ ભાણું, છેલ્લું હું વચન;
નિશ્ચે રાજ ખોઈ બેશી, જોજે રખડયન. અરે.

**રાવણ**—(વિભિષણને.) ઇંદ્રસભાનો રાગ.
હાજરે હાજર હાજરકો' છે, બાંધો આ મુજ ભ્રાત;
જાજન રામતણિ પક્ષેથા, જો પછિ મારા હાથ.
ભાઈ સગો મારો તું દિશે, નહીંતો મારૂં ઝેર;
દયા આવેછે તને નિહાળી, જા મૂકીને શહેર.

**વિભિષણ**—(રાવણને.) ઇંદ્રસભાનો રાગ.
રાણુી જેવા તું દિશેછે, શું મારે મુજ માર;
એક ફૂંકમાં ફૂંકી આપું, જડે નહીં તલવાર.

(રાવણ વિભિષણને પાટુમારેછે તેટલામાં તેની માતાજી આવી મૂકાવેછે.)

**માતાજી**—(વિભિષણને.) રાગ ઉપરનો.
અરે મારા વા'લાવિરા, વિચારીને બોલ;
રામકને જઈને રાવણનો, અંતર પડદો ખોલ.

**રાવણ**—(માતાજીને) રાગ ઉપરનો.
માતામારી તું માનીતી, સમજી મૂકું આજ;
કે'જે તારા રામકને જઈ, બલે લઈલ્યે રાજ.

**માતાજી**—(વિભિષણને.) તોટક છંદ.
મુજ પૂત્ર વિભીષણમાન કહ્યું, નકિજાણ હવે નિજરાજ ગયું;
મમ પ્રાણતણો પ્રતિપાલન તું, પ્રભુજા ચરણે તુજને કહું હું.
તુજ હાથગૃહી શરણે ધરસે, તુજને અહિ રાવણ આ હણસે;

સુભદ્રછકહું મુખથી કહુંજા, પણ રામતણા સુભજા ગુણગા.

**વિભિષણ**—(માતાજીને.) ઈંદ્રસભાનો રાગ.

મનમાં દિલગીર થામાં માતા, ધિરજ ધરજે મન;
મારા ગયા પછી પાછળથી, કરજેમાં આક્રંદ.

**માતાજી**—(વિભિષણને.) **લલિતછંદ.**

અરર આજ તું મૂજને તજી; કાજ જાઇ કરો રામજી ભજી.
મન વિષે બહુ તર્ક થાયછે; અશ્રુ આંખમાં આવી જાયછે.
ખુશી રાખશે, રામજી રૂડા. વિદારશે નકિ વેરી જે કુડા.

**રાવણ**—(વિભિષણને.) **ગજલ.**

અરે ભ્રાત રામ ગરીબડો શું આવીને પ્રહાંકરે;
મુજ પુત્ર આ બળવાન યોદ્ધો દેખીને સૌ થરથરે. અરે.
હોંકાર કરી હું હાંકમારૂં, રામને ભૂમાં વિદારૂં;
બ્રહ્માંડના કટકા કરૂંતો, વાંદરા ત્યાં શું કરે? અરે.
જા જલદી રામકને જઈ, તું કેજે આ સર્વે તહીં
પછી આવજે સેના લઈ, અહંકાર મનમાં કાંધરે? અરે.

**વિભિષણ**—(માતાજીને.) પદ.

વંદન હું તુજને કરૂં આનંદ;
છેવટના ધ કારી લે આ અંગ. વંદન.
મારા વંદન પ્રાતે કેજે મુજ પતિને;
કે'જે સાથે મારાં સર્વે ભુષણને. વંદન.
મારૂં ખડગ મુજ મો'લમાં જેછે;
તેને પણ મારા પ્રિતેથી વંદનછે. વંદન.

**માતાજી**—(વિભિષણને.) રાગ ભૈરવી ગજલ.×

પ્યારા રામકને જાયે તું,મુજમન દુઃખાયુંછે;

---

× મોંઢી આંખડલી મારીને—રાગ.

મુજમન દુઃખીયુંરે, હવે કેમ સુખી હું રે. પ્યારા.

**વિભિષણ**—(માતાજીને.) રાગ આશા તાલ **દીપચંદી.**

જાઓમા જાઓમા તું આપ મહેલમાં;
ખુશી થઇને આશિષ મને દયો. જાઓમા.
રામકને હવે વસસું અમે જઇ;
શું કરવા મન દુઃખ ધરોછો. જાઓમા.

(માતાજી જાયછે.)

**વિભિષણ**—(રાવણને.) ઇંદ્રસભાનો રાગ.

અરે મારા પ્યારા ભ્રાતુ આવું ન કર કામ;
આ હું ચાલ્યો મારે રસ્તે જ્યાં બેઠાછે રામ.

પડદો. (જાયછે.)

# પ્રવેશ ૩ જો.

(સ્થળ સમુદ્રકિનારે રામ કપિસેના સહીત બીરાજેલાછે.)

**કપિ**—(રામ આગળ આવીને) ઇંદ્રસભાનો રાગ.

મહારાજ રાવણનો બંધુ વિભિષણછે જેહ;
નામ આપનું રૂદીએ ધારી, શરણે આવ્યો તેહ.

**રામ**—(સેનાને.) ઇંદ્રસભાનો રાગ.

દગો કરીને રાક્ષસ આવ્યો કરવા મુજથી પ્રીત;
રે સુગરીવ× અંગદ હનુમંતા, ચેતી ચાલો ચિત્ત.

**હનુમંત**—(રામને.) ગુલચમનપરા બિછુવા છુપા. એ રાગ.

હું ગયો લંકજેવાર સિતા સુદ્ધ લેવા;
તે વખતે વિભિષણે કરી મુજ સેવા.
એ ખરો તમારો દાશ, પાસ તમ આવ્યો;

---

× સુગ્રિવ.

માટે હોંસે તમ ચર્ણ, તુર્ત બોલાવો.

રામ—(અંગદને.) ઈંદ્રસભાનો રાગ.

અંગદ જા વેગે તું વે'લો, વિભિષણની પાસ;

કર ઝાલી અત્રે તું લાવે, એવીછે મુજ આશ.

અંગદ—(રામને.) રાગ ઉપરનો.

શિરવંદન તમ ચર્ણકરી હું આ ચાલ્યો તે પાસ.

વિભિષણને પકડી લાવું, હોંસેથી તમ પાસ.

પડદો. (જાયછે.)

# પ્રવેશ ૪ થો.

(સ્થળ. કપિસેના આગળ વિભિષણ રામની સ્તુતિ કરેછે.)

વિભિષણ—(કપિને.) શાર્દૂલ વિક્રિડિત છંદ.

સુંદર આપસ્વરૂપ કાપ પાપમારાં અતિ જે દિશે;

કિંચિત પામર પ્રાણી, નામસુણી આવ્યો તમારા વિષે.

હેકપિ હેકપિ હેકપિ તમ તણો, દાશાન હું દાશછું;

ક્યાં છે સુંદર શ્યામ ઠામ આપો હું જાવા તમોને નમું.

અંગદ—(વિભિષણને.) રાગ સોરઠ.

અરે વિભિષણ દૈત્યશું-તારે રામનું કામ!

ભજન ભાવે કર તેહનું, તેથી બોલાવે રામ. અરે.

વિભિષણ—(અંગદને.) પદરાગ કાફી.

કપિ મને રામ બતાવ; દારૂણ વનમાં રામ જપું છું. કપિ.

જંગલમાં હું રખડી આવ્યો; કપિ રામ ધામ બતાવરે. દારૂણ.

( અંગદ વિભિષણને રામ આગળ તેડી જાયછે.)

પડદો.

# પ્રવેશ ૫ મો.

(સ્થળ સમુદ્રતીર રામ લક્ષ્મણનો મુકામ.)

વિભિષણ—(રામની સન્મુખ હાથ જોડી.)

અહાપુરી ખીલીછશી ચંદા. રાગ

નમુંછું રામચંદ્ર નીરધાર, દાશની કરજો વે'લી વાર.
કરી રાવણ પ્રેત્યે મેં વાત, તેતો કહું તમ પ્રત્યે શાક્ષાત. નમું.
કહ્યું મેં સિતા આપને રામ, તેથી સરશે સઘળાં તુજ કામ.
મુણિનિજ પુત્ર આવ્યો મુજપાસ,મને કહે કરશું તારો નાશ. નમું.
પ્રાતે પ્રણમું જોડીને હાથ, રાવણે મારી મુજને લાત.
હવે હું આવ્યો તમારે શર્ણ, નકિ રાવણનું થાશે મર્ણ. નમું.
કહું તોપણ તમને હું વાત પ્રથમ વિષ્ટિ કરો તે સાથ.
પછી માને નહીં રાવણરાય, તો જતો પાડો તેની કાય. નમું.

દોહરો.

રાવણ માને નહીં કદિ, તો કરજો સંગ્રામ;
લંકાને રખડાવિને, લેજો સિતા રામ.

રામ—(સભાને.) હરિગીતછંદ.

હું સાથ સર્વે આ સમે, નીરાંતથી બેઠા અહીં;
પણ દુષ્ટ રાવણ પાસ વિષ્ટિ કોણ કરશે ત્યાં જઈ.
જેમ સભા પંડિતને જીતે, તે મુજબ યુક્તિ ત્યાં કરી;
વિષ્ટિ કરીને કોણ વે'લો આવશે જીતી અરી.

હનુમંત—(રામને.) ઇંદ્રસભાનો રાગ.

વીર કાછવાળી વેગે જાઉં, જ્યાંછે રાવણ રાય;
સમજાવીને સિતાલાવું, નહીંતો પાડું કાય;

જાંબુવાન.—(હનુમંતને.) રાગ ઉપરનો.

હું સમજાવી સિતાલાવું, બુદ્ધિનુંછે કામ;
હનુમાન તું હાંક મારતાં, આપે ન સિતારામ.

રામ—(સભાને.) દોહરો.

બળથી કરવું નહીં કદિ, કળનું છે આ કામ;
એવા વિરલો કોણછે, (જે) જાશે લંકા ગામ.

વિભિષણ—(રામને.) ઇંદ્રસભાનો રાગ,

યોદ્ધો આ બળવંતો દિશે, વાળીનો જે તંન;
તેને વિષ્ટિ કરવા મૂકો, આણીને ઉમંગ.
બુદ્ધિમાં એના જેવો કોઈ, મળે નહીં આ ઠાર;
જઇ રાવણ સમજાવી લાવે, આ અંગદ હુશિયાર.

અંગદ—(રામને.) કરૂણાનિધાન ઇશ રાગ.

અરે રઘુસ્વામ કામ આ બતાવ્યું શું!
કામ ન આ મારા જેવું, જોદ્ધો મોટો હું. અરે.
પ્રભુ મને દ્યો રજાતો, રાવણ કેદ કરૂં;
રંગમો'લ રોળી નાખી, લંકામાં ફરૂં. અરે.

રામ—(અંગદને.) ઇંદ્રસભાનો રાગ.

જાજે વે'લો તું લંકામાં, વાળી કેરા તંન;
વિષ્ટિ કરી રાવણને, વે'લો કરજે અતિ પ્રસન.
શામદામ સમજાવી જોજે, માને રાવણ રાવ;
આપે સિતા રાજી થઇને, તો તેને લઇ આવ.
અંતે માને નહીં જો રાવણ, તો કરજે વિખવાદ;
તુજને આવે મારવાતો મુજને કરજે યાદ.

અંગદ—(રામને.) ઇંદ્રસભાનો રાગ.

વંદનછે છેલ્લા મુજવંદન સ્વીકારો આ વારે;

વગે વ'લો લંકા પોંહોંચી, વીચી કરૂં નિરધાર.

(પડદાની બહાર આવેછે.)

પડદો.

# પ્રવેશ ૬ ઠો.

(સ્થળ લંકામાં રાવણની સભામાં અંગદ આવેછે.)

દ્વારપાળ—(લોકોને.) ગઝલ.

અરે ભ્રાત આ કપિ કોણ આવે, હાથ ઝાડ ઉપાડતો;
ભાગો ભાગો ભાગો ભાઈઓ, આ આવે પ્રાણી પછાડતો. અરે.

(લોકો નાસાનાસ કરેછે ત્યાં રાવણ સુત આવેછે.)

રાવણસુત—(પડદાની બહાર આવી અંગદને.) ઇંદ્રસભાનો રાગ.

અરે કપિ તું ક્યાં ચાલ્યો જાત, ધરતો નથી મન બીક;
હું તન રાવણનો ખરો તો, હમણા છેદું શીશ.

અંગદ—(રાવણસુતને.) રાગ ઉપરનો.

બાળક બોલ વિચારી વાણી, તજિ મનનો અંકાર;
મુજ માથે રઘુનાથ સ્વામી, તું શું મુજને માર?

રાવણસુત—(અંગદને.) રાગ ઉપરનો.

તપસ્વી તારો શું કરે મુજ હું લંકેશ કુમાર;
કપિ મન વિચાર કરી લે, નહીં તો કરૂં પ્રહાર.

અંગદ—(રાવણસુતને) રાગ ઉપરનો.

હે બાળક તુજ કાળ આવીઓ, હું જાણું આ વાર;
પગ ઝાલીને ચીરી નાખીશ, થાજે તું તૈયાર.

(પગ ઝાલી ચીરી નાખ્યો અને રાવણ-
ની સભામાં જઈ પુંછાસન કરી બેઠો.)

રાવણ—(વિસ્મય થઈ દશાનનને.) રાગ ઉપરનો.

અરે કુશાનન ઉભો થા તું, કો' છે આ બળવંત;
મુજને મનમાં લાગે છે જે, ખરે ખરો હનુમંત.

ઇંદ્રજીત—(રાવણને.) રાગ ઉપરનો.

ભલું મળ્યું આ ભક્ષ આપણે, સાંભળ રાવણ કાન;
જો હનુમંતો એ હશે તો, મહા કરૂં ધુંગાણુ.

અંગદ—(રાવણને.) રાગ ઉપરનો.

પરજન આવે તુજ મોક્ષામાં, દે નહીં આદરમાન;
અરે રાવણ તું દિશેછે, મુરખના પરમાણ.

(એમ કહી ઊં એબેઠો.)

રાવણ—(હર્ષીને અંગદને.) રાગ ઉપરનો.

કોણે તુજને મોકલ્યોને, શું છે તારૂં નામ;
માણસ છો કે વાંદર તું છે, શું અત્રે છે કામ?

અંગદ—(રાવણને.) રાગ ઉપરનો.

રે લંકાના રાજવી, મુજ નામ અંગદ આજ;
હું શેવક છું રામનો ને, આવ્યો વિષ્ટી કાજ.

રાવણ—(અંગદને.) શાર્દૂલવિક્રિડિત છંદ.

રે અંગદ મમ પાસ, આજ પછિ વિષ્ટિ નહીં લાવજે;
કહી તારા ઘનશ્યામને, જલદી સેના લઈ આવજે.
શું હું બીકણ નામ ધારણ કરી, આપું સિતા રામને?
મમ સેના બળવાન, એમ કર્યે ધિક્કાર મુજ નામને.

અંગદ—(રાવણને.) ઇંદ્રસભાનો રાગ.

જે જોયે તે આપે તુજને, મારો જે ઘનશામ;
આપી દેને વેગે વે'લો, સિતાને નિજ રામ.

રાવણ—(અંગદને.) સિતાજીના બાર મહિનાનો રાગ.

જાજે વે'લો અંગદ નિરમાલ્ય, મૂકુંછું જીવતો;
મારે માર ઇંદ્રજીત આજ, ફરી જોજે આવતો!
મહા પોઢો દુશાનન દૈત્ય, અજીત તે ઓપતો;
મારી કરે તને ચકચુર, નથી લાજ લોપતો.

**અંગદ**—(રાવણને.) ઇંદ્રસભાનો રાગ.

દુશાનન દુશાનન શું કરે, દાગી રાખ્યું તેહ;
પુંછેથી બંધન બાંધીને, રોળી નાખ્યું એહ.

**દુશાનન**—(અંગદને.) રાગ ઉપરનો.

રે અંગદ તું અંગ ફુલાવી, મોટી કર માં વાત;
આવી બન મુજ સાથે લડવા, તો જોડાવું હાથ.

**રાવણ**—(અંગદને.) દોહરો.

જા અંગદ કે' રામને, કરગરવે શું થાય!
સિતાને નિરખો નહીં, ભલે મુવો એ રામ.

**અંગદ**—(રાવણને.) તોટક છંદ.

બહુ રાવણ તેં મદમાં મગને, અંતશે સુરલોક કર્યા કબજે;
અહિં હું મુજ આ ભુજ સાથ ગદા, જાન તુજ આજ ન મુકુંકદા.

**ઇંદ્રજીત**—(અંગદને.) ઇંદ્રસભાનો રાગ.

જીત્યા રાણા રાજવી, ને જીત્યા મહા બળવાન;
પગની પાટુ મારી, ભુકો કરૂં મહા તોફાન.

**અંગદ**—(રાવણને.) રાગ ઉપરનો.

લંકાના મહા ભુપતિ, આ કહેવું મુજ વચન;
સિતાને તું આપી દેને, મનમાં ધરી ઉમંગ.
તું જો સિતા નહીં આપેતો, થાશે બુરૂં કામ;
લડવાને લંકામાં લાવું, કપિ સાથ ઘનશ્યામ.

રાવણ—(અંગદને.) પદ.

તેડીને આવ જા રામ કપિ સાથ;
અરે ન ભરૂ બળીઆથી બાથ. તેડીને૦
તને જાવા દઇએ જાણી વાંદર વન;
નહીંતો કટકા કરૂં હું સુણ મંન. તેડીને૦

અંગદ—(રાવણને.) દોહરો.

જીવતો ના મુકો મને, કર મુજથી સંગ્રામ;
જોજે થાશે શું હવે, તેડી લાવું રામ.

(અંગદ રામ આગળ જાયછે.)

પડદો.

# પ્રવેશ ૭ મો.

(સ્થળ સમુદ્ર કિનારે રામ કપિ સેના સહિત ત્યાં અંગદ આવ્યો.)

અંગદ—(રામને.) લાવણી.[1]

વિષ્ટી કરવા ગયો લંકામાં, હું રાવણની પાસ—બેવાર
સિતા નહીં દેત કરેત મુજ નાશ—વિષ્ટી.
જલદીથી તમ આગે આવ્યો, થઇ મનમાં નાસાશ-બેવાર
પાસ જઇ કરો લંકાનો નાશ. વિષ્ટી.

ઇંદ્રસભાનો રાગ.

દશાનન ઉઠીને આવ્યો, કરવા મારો નાશ;
ગદા ગૃહી કર મધ્યે સુંદર, હું દોડીગયો પાસ.
સિતા રાવણ નહીં આપે તમ, યુદ્ધ કરો તે સાથ;
રણમાં રોળી નાખો રાવણ, ખરેખરી કહું વાત.

રામ—(હનુમંતને.) કરૂણા નિધાન ઇશ—રાગ.

---

1 મટા દુઃખણા થઇ સુખણી આખાખાઇ આવાર. એરાગ.

હનુમંત હાંક મારી કપિને બોલાવ;
પવન પુત્ર હનુમંત સર્વકપિ સાથ. હનુમંત.

હનુમંત—(રામને.) પદ.[1]

લંકપુરીમાં ચાલો સિતાપતિ લંકપુરીમાં ચાલો;
જઈને રાવણ દુષ્ટ દૈત્યછે, વેગે જલદી મારો. સિતા.
સુગ્રીવને હું અંગદ વાળી, જાંબૃવાન નિહાળો. સિતા.
સર્વ સેના મેં સજ કીધીછે, તમે ધનુષકરે ઝાલો. સિતા.

રામ—(વિભીષણને.) ઇંદ્રસભાનો રાગ.

રે વિભિષણ વેગે ચાલો, રાવણ કેરી પાસ;
દ્વંદ યુદ્ધ નિજ સાથે કરીને, તેનો કરશું નાશ.

વિભિષણ—(રામને.) રાગ ઉપરનો.

ચાલો ચાલો વેગે ચાલો, લંકામાં નિરધાર;
ગઢ લંકાનો ઘેરી લઈને, મારો નિજ કુમાર.

રામ—(કપિસેનાને.) રાગ ઓખાનો.

મારા કપિ સુણો હવે મંન, જઈને મારજો રાવણ તંન;
પછી મેઘ નાદ કુંભકર્ણ, તેના મોંમાં પેશી કરો મર્ણ.
કરજો લંકા તમે પાયમાલ, પછી રાવણ મારો ભુપાલ;
સુખે સિતા લઈને આવશું, પછે સ્વદેશમાં પરવરશું.

હનુમંત—(રામને.) રાગ મેવાડો.

હું રામ કરીશ લંકા નાશ, સિંધુ ઠેકી જઈ નિજ પાસ. હું.
લંકાને હું ફેંદી નાખું, રોળું રાવણ ભુપાળ;
ઇંદ્રજીતને ઉડાડી નાખું, બીજા દૈત્ય દાબું પાતાળ. હું.

---

૧ રાજ બાગમાં જઇએ, ચાલોરે બેની રાજ—એ રાગ.

રામ—(હનુમંતને) રાગ ઈંદ્રસભાનો.

મહા બળવંતા વિરા હોસે, કરજે એવું કામ;

જલદી જઈ લંકા પહોંચીને, કરજે ત્યાં સંગ્રામ.

પડદો. (સર્વે જાયછે.)



## દોહરો.

સાત અંક પૂરણ કરી, મળ્યા સજ્જન પાસ;
ઇશ્વર પ્રીત અપારથી, પૂરી સજ્જન આશ.

### સર્વે એકટરો મળી ગાયછે.

સખી પડવે તે પંથે ચાલ્યારે. એ રાગ.

ઇશ્વર આપની પૂર્ણ પ્રિતિથીરે;
સુભ નાટક કર્યું સુ રીતિરે.
પાત્ર સર્વેની કાઢી અનિતી-પ્યારા ઇશ મહેર કરી આજેરે.
ગરીબ દાશો વિનવે દ્દી કરજોડીરે,
આશા પુરી તેંતો વિઘ્ન તોડીરે;
અમે તારો રસ્તો પકડ્યો છે ધોરી. પ્યારા ઇશ૦
પ્રભુ તારી ગતિ અતિ ન્યારીરે;
મતિ ચાલે ન ગણતા અમારીરે.
પામર જનો સર્વે વદેછે આ વાણી. પ્યારા ઇશ૦
મોટા મોટા તુજથી ગયા હારીરે;
તેથી અમારી શક્તિ નથી ભારીરે;
મતિ આપી અમને કર્યા આભારી. પ્યારા ઇશ૦
દયા સિંધુ દેવ ભજીએ અમેરે,
સાથે મળિ સર્વે ગાયા તમનેરે;
સૂખી કર સર્વે આજે અમને. પ્યારા ઇશ૦
પૂરો ખેલ પ્રીતે કર્યો આજેરે,
સર્વે સોખી સજ્જનને કાજેરે;
તેમાં દોષ જેશંકરનો કરજો પ્રાજ્ઞ. પ્યારા ઇશ૦

## કર્તા.

### અંતર બહાર લાપિકા દોહરા.

જપું સદા જગદીશ્વરા, હું જોડીને હાથ;
યથા શક્તિથી મેં રચ્યો, અંગદનો સંવાદ.
શંપૂરણ કરવા મને, મિત્રે કરી ફરમાસ;
કરી પદ્ય મન પ્રીતથી, પૂરી તેની આશ.
રટણ રહેશ રામનું, જાણિ કર્યું આ કામ;
જાગવજો નિજ નામને, તો કરશે સુભ કામ.
નીવાસ મારો કહું હવે, વાંચો શાખી જન;
જયશંકર જાની તણું, રથંભાપૂર વતન.

જે० આ० જાની.

## જાહેર ખબર.

"સિતાસ્વયંવર અને ધનુષભંગ આખ્યાન" એવા નામનું મેં ગાયનરૂપી નાટક જુદા જુદા રાગમાં રચી એક ફરમાનું તૈયાર કર્યું છે, તે જે કોઈને છપાવી બહાર પાડવા ધરાદો રહેતો હોય, તો તે બાબત મને લખી ખુલાસા માગવા. એજ અરજ તા.૧—૧૦—૮૨ મુ. સલાયા બંદર સ્કુલ.

જયશંકર આણંદજી જાની
મુખ્ય આસિસ્ટંટ.
સલાયા સ્કુલ.

# સૂચના.

काठीआवाड ईलाकानी कवितारूप भूगोळ.—किंमत દોઢ આનો.

मधुकैटभ अने महिषाशुर वध नाटक—હાસ્ય, વિર, અને કરૂણા રસથી ભરપુર. કિંમત. ત્રણઆના.

ઉપરની ચોપડીઓ મારી આગળથી રોકડી કિંમતે વેચાતી મળશે—દશથી વધુ નકલ ખરીદનારને પોસ્ટખર્ચ અમે આપશું. જોઈએ તો મંગાવી લેશોજી એજ અરજ.

સલાયા બંદર સ્કુલ. } જયશંકર આનંદજી જાની.
તા. ૧—૧૦—૮૨. } ગ્રંથકર્તા.

# જાહેર ખબર.

આ ગાયનથી ભરપુર ઓપેરો નીચે લખેલ ઠેકાણેથી રોકડી કિંમતે વેચાતો મળશે. ટપાલનો અર્ધો આનો વધારે પડશે જોઈએ તો મંગાવી લેશો.

ઠેકાણાં.

**જુનાગઢ**—મારી પાસેથી.

**સલાયાબંદર**—જયશંકર આણંદજી જાની સ૦ ગુ૦ નિશાળના મુખ્ય શિક્ષક પાસેથી.

**ભાવનગર**—પાનાચંદ તેજા બુકસેલર ઠે. નવી કાપડબજાર.

**અમદાવાદ**—જગજીવનદાસ દલપતરામ બુકસેલર ત્રણ દરવાજા પાસે.

**બોરસદ**—શાસ્ત્રી ત્રીભોવનદાસ દલપતરામ ઠે. લુહારવાડા આગળ અમૃતસાગરના કર્ત્તા પાસેથી.

**સુરત**—કરસનદાસ નારણદાસ ઠે. નાણાવટ બજારમાં.

**મુંબઈ**—જહાંગીરજી પેસ્તનજી કરાણી ઠે. કોટમાં પારસી બજાર સ્ટ્રીટ નંબર ૧૮ વાળા મકાનમાં.

**શેઠ ગોવિંદજી વી. નાનજી,**

સંસ્થાન જુનાગઢ બુકસેલર.

ઠે. છાયાબજાર.